ગાંડીવ છાપખાનું
કેળાંપીઠ સુરતમાં
છાપીને નટવરલાલ
વીમાવાળાએ ગાંડીવ
સાહિત્ય મન્દિર
માટે ત્યાંથી પ્રગટ
કરી પહેલી આવૃત્તિ
કિમ્મત આના અઢી






આ વાર્તા કલ્પિત રૂપકથા
છે પણ કંઈક નવી ઢબછ-
બની છે એટલે બંગા-
ળીમાંથી ઉતારીને ગુર્જર
બાળકો સમક્ષ તેને
રજુ કરવી ઠીક લાગી
છે આશા છે કે બાળ-
કોને તેમાં મઝા પડશે

# સિપાઈદાદા

## (૧)

એક હતો સિપાઇ. એક રાજાના લશ્કરમાં નોકરી કરે.

એમ કરતાં કરતાં ઘરડો થયો. ઘરડો માણુસ લશ્કરમાં શું કામ લાગે? એનામાં જોર કેટલું? એનાથી લઢાય કેટલું? એટલે આ ભાઇને તો લશ્કરમાંથી રજા આપી કે જાઓ, હવે તમને રજા છે.

સિપાઈદાદાનો ગુસ્સો પછી જોઇ લેવો. તે કહે: આખી જીંદગી નોકરી કરી તેનું આ ઇનામ? ઘરડે ઘડપણુ હવે હું શું ખાઉં? શું પીઉં? શું પહેરૂં? શું ઓઢું?

પણુ બબડે ફફડે તેથી શું વળે?

આખરે તો સિપાઈદાદાએ વિચાર કર્યો, ચાલો સફરે. પરદેશ ખેડીએ તો રોટલો રળીયે. તક મળે તો માલદાર બનીયે. ને મદદ મળે તો રાજાનું વેર લઈયે. ઘરડેઘડપણ તે સિપાઈને લશ્કરમાંથી કાઢી મૂકાતા હશે ?

એમ વિચારતા વિચારતા આ ભાઈ તો ઘેરથી નીકળ્યા. વેશ સિપાઈનો રાખ્યો. હાથમાં દંડો લીધો ને ચાલ્યા ચાલ્યા જાય છે. ગામ મૂકયું. પાધર મૂકયું. આગળ ચાલતાં જંગલ આવ્યું. ઝાડી આવી. તેમાંથી પણ ચાલ્યા ચાલ્યા જાય છે.

( ૨ )

જંગલ ઘણું મોટું છે. વચમાં તો નદી છે, નાળાં છે, મોટાં મોટાં ઝાડ છે. સિપાઈદાદા તો તરસ્યા થયા તે એક નાળે પાણી પીવા બેઠા.

એટલામાં એક કૌતક જોયું. દૂરથી માણસ આવે છે. માથા પર ને પીઠ પર મોટાં મોટાં ઝાડ છે. સિપાઈએ ગણ્યાં: એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ—ઓ બાપરે, એક માણસ છ છ ઝાડ ઉંચકે!

ને ઝાડ પણ કેવાં! ખાસ્સાં ભીમસેન જેવાં!

આ માણસ જબરો, ભાઈ!—સિપાઈદાદાએ વિચાર્યું: આવો કોઈ ન જોયો! આ તો જાણે ભીમનોજ ભાઈ, કે પછી જાદુમંતર હશે! કોણ જાણે? ને આ છ ઝાડ પણ બંદો જાણે શેરબશેર ઘઉં પેઠે ઉંચકે છે. ખરો એ!

સિપાઇદાદા તો પાણી પીતાકને દોડ્યા તે તરફ.

જઇને કહે છે: અલ્યા ભીમના ભાઇ, તું કોણ છે? ને આ ઝાડ ક્યાં લઇ જાય છે?

પેલો તો બિચારો વૈતરો! જોર ખરૂં પણ માણસ અભણ. સિપાઇને જોઇને બીધો. જંગલમાંથી ઝાડ કાપવાની રાજાની મનાઈ છે. સિપાઈ પકડાવી દેશે. રાજા ફાંસી ચઢાવશે! એ રે માર્યા બાપલિયા!

તે તો ગભરાયો. ઝાડ ઉતારી દઇ બોલ્યો: માફ કરો, માફ કરો, સરદાર સાહેબ! હું તો તમારો ગુલામ છું. તમે જેમ કહેશો તેમ કરીશ!

સિપાઇદાદે જોયું કે આ ઠીક લાગ છે! આપણને ય તે માણસની જરૂર છે. આ ભીમનો

ભાઈ, ઉંચકવે ઉસ્તાદ, કોઇ દિ કામ લાગશે. લઇ લ્યો એને સાથે!

ઠીક ત્યારે, ચાલ મારી સાથે. ખાવા પીવાનું મળશે. હું કહું તે કામ કરવું પડશે.

કબુલ ભાઇસાબ! તમારા જેવાની નોકરી તે કોના નસીબમાં?! પણ મને આટલું કરી લેવા દો. આ દશવીશ ઝાડ ઘેર મૂકવાના છે તે મૂકી આવું. બળતણ નથી. પછી તમારી સાથે.

એમ કહી એ તો પેલાં છ ને બીજાં બેચાર એમ દશેક ઝાડ પીઠ પર ઉંચકી દૂર પોતાની ઝુંપડીમાં નાંખી આવ્યો. પછી બંને સાથે નીકળ્યા.

( ૩ )

બંને ચાલ્યા ચાલ્યા જાય છે. રાત પડે ત્યાં રહે છે. સુરજ ઉગે કે ચાલે છે. નદી પર્વત પહાડ જંગલ ઓળંગતા જાય છે. એમ કરતાં કરતાં એક દહાડો એક જંગલમાં આવ્યા.

એક શિકારી નજરે પડયો. તેના હાથમાં બન્દુક છે. એક આંખ બંધ ને બીજી આંખે કંઇ તાકે છે.



સિપાઇદાદા તો દોડ્યા તે તરફ. જઇને પૂછે છે: અ-લ્યા ભાઇ, આ તે તું શું કરે છે?

પેલો કહે: બંદુક તાકું છું. એક મા-ઇલ દૂરના વડ પર એક કબુતર બેઠું છે. તેને વિંધી નાંખીશ.

કહી દઇને એણે તો ગોળી છોડી. તે જઇને વડ પર કબુત-રને લાગીજ છેને!

સિપાઇદાદા કહે: આ ઠીક

છે. આ ભાઈબંધ પણ સફરમાં સાથે હોય તો સારૂં. કોઈક દહાડો કામમાં લાગી જશે.

તેને કહ્યું: અલ્યા ભાઈ શિકારી, તું અમારી સાથે આવશે? અમે બે ને તું ત્રીજો. સાથે ખાઇશું સાથે પીશું ને સાથે ફરીશું. જે કમાઇએ તેમાં સૌનો સરખો ભાગ.

શિકારી કહે: ચાલોને ભાઇ, અહિંઆ એકલાં એકલાં મને પણ કંઇ મઝા નથી પડતી.

(૪)

ત્રણે ચાલ્યા આગળ.

એમ કરતાં કરતાં એક નદી આવી. તેમાં એક વહાણ ધીમે ધીમે ચાલતું હતું. આમ તો ધીમે ધીમે ચાલે, પણ થોડે જતાં નદીના વાંક આગળ તો એ એવું ઝડપ દોડયું કે જાણે પવનનો સખત ઝપાટો ઠેલતો ન હોય! જે દેખે તેને નવાઈ લાગે. આપણા ત્રણ દોસ્તોને પણ નવાઇ લાગી. આવું મોટું વહાણ, આટઆટલો માલ ભરેલો. ધીમે ધીમે ચાલે. તે આમ એકાએક કેમ દોડયું હશે?




ત્રણુ જણુ તો નદીના વાંક તરફ ગયા.

જુએ છે તો થોડે દૂર એક ઝાડના ઠુંઠા પર એક માણસ બેઠો છે. કદરૂપો ને કાળો છે. જોઈએ તો બ્હીક લાગે. પણુ એક નસ્કોરે આંગળી દાબી બીજા નસ્કોરામાંથી સાસ તો સાસ કાઢે!

ત્રણુ દોસ્તોને નવાઈ લાગી કે અલ્યા ભાઈ, આ શું કરતો હશે?

સિપાઇદાદાનો તો તડાક વિચાર ને ફડાક અમલ. દોડી પહોંચ્યા ને પૂછયું: અલ્યા ભાઇ, આ શું કરે છે? તને કંઈ થયું છે?

પેલો કહે: કેમ, તમે ન જોયું? આ મારા સાસે સાસે તો મેં આવું મોટું વહાણ દોડાવી કાઢયું! મારી પાસે એવો જંતર છે. હું આમ સાસ કાઢું એટલે આસપાસ બધે પવનજ પવન ફુંકાય. જાણે મોટું વાવાઝોડું. ગમે તેવો શત્રુ હોય તેને એક વાર વંટોળીયે ચઢાવું.

હં? એમ છે? ઓ હોહો, તો તો ભાઈ ઘણુંજ સારૂં. અમે ત્રણ ભેગા તું ચોથો. ચાલ અમારી સાથે. સાથે ખાઈશું સાથે પીશું, દુનિયા જોઇશું. જે કમાઇએ તેમાં સરખો ભાગ.

પેલા ભાઇ પણ રાજી થઇને નીકળ્યા. ત્રણના થયા ચાર.

(૫)

આગળ ચાલ્યા તો એક ઝાડ નીચે એક માણસ ઉભેલો. ઉભેલો તે બે પગે નહિ. એકજ

પગે. થોડી વાર આ પગે ઉભો રહે ને થોડી વાર પેલે પગે એમ વારેવારે પગ ફેરબદલ કરે.

ચાર દોસ્તોને નવાઇ લાગી.

સિપાઇદાદાએ જઇને પૂછયું: કેમ અલ્યા ભાઈ, આમ કરે છે ?

પેલો કહે: હું દોડણીયો છું દોડણીયો. દોડવામાં શરત કરૂં તો એકવાર ગમે તેવા ઉડતા પંખીને પણ હરાવું. મારી દોટ એટલે બસ ખલાસ ! હજુ કોઇએ મને હરાવ્યો નથી. ને જ્યારે ખૂબ દોડું છું ત્યારે પછી આમ એક પગે ખડો થઈ બીજા પગને આરામ આપું છું. આ તો મારી થાક ખાવાની રીત છે !

સિપાઇ, વૈતરો, શિકારી, ફુંકણીયો ચાર જણા હતા. ભેગો દોડણીયો હોય તો શું ખોટું ? ચાર જણે સમજાવીને તેને પણ સાથે લઈ લીધો.

પંચ ત્યાં પરમેશ્વર ! પાંચે જણા જાય છે, ખાય છે; લહેર કરતા, મહાલતા મહાલતા ફરે છે.

( ૬ )

આગળ જતાં એક જુદીજ જાતના માણસનો ભેટો થયો. તે બંદો એવો, કે ટોપી માથેજ ન પહેરે. કાણું પાડીને કાન પરજ લટકાવે !

પાંચે જણા તેને વળગ્યા. પૂછ્યું; અલ્યા ભાઈ, આમ કેમ ? વળી કાન પર તે કોઇ ટોપી પહેરતું હશે ? ટોપી તો માથે હોય.

પેલા ભાઇ કહે: હવે એ તો હુંય જાણું છું તો ! પણ આ ટોપી કંઇ જેવીતેવી છે ? એને તો કાને પહેરવી પડે. હમણાં માથે પહેરૂં ન, તો જુલમ થઇ જાય જુલમ ! દુનિયા પર અંધારૂં ઘોર, વાદળ પણ ગાજે ઘમઘોર, વરસાદ કહે મારૂં કામ– હીમ બરફનું બહુ તોફાન !

વાર ફક્ત ટોપી માથે લગાવવાની સ્તો.

ત્યારે તો ભાઇ, ચાલ તું અમારી સાથે. અમે તારા જેવાજ એક કોઇને શોધતા હતા. પાંચ ભેગો તું છઠ્ઠો. છ મળીને તો દુનિયા સર કરીશું દુનિયા !

પાંચ જણાએ સમજાવી પટાવી મેહુલિયાને સાથે લીધો.

એમ કરતાં કરતાં બધા ફરતા ફરતા પાછા આવી પડ્યા આપણા સિપાઇદાદાવાળા મુલકમાં.

( ૭ )

રાજધાનીમાં પેઠા તો બધે ધાંધલ ને ધમાલ!

કોઇ ને પુછ્યું કેઃ અલ્યાભાઇ આ બધું છે શું? કંઇ સમજાવ તો ખરો!

તેણે બધી વાત કહી.

રાજાજીને એક છોકરી. ભારે લાડકી. મહા ગુમાની. દોડવે શૂરી. તેણે એવી શરત કરી કે મને જે દોડવામાં હરાવે તેનેજ હું પરણું—બીજાને નહિ. રાજાએ એ વાતનો ઢંઢેરો પીટાવ્યો. જે મારી દીકરીને દોડવામાં હરાવશે તેને મારી દીકરી પરણશે.

આ ઢંઢેરાથી લોકોમાં ધમાલ થઇ રહેલી. લોકોનાં ટોળાં મળી વાતો કરે ને ચર્ચા કરે. બધાને મોંઢે આજ વાત.

સિપાઇદાદે દોડણીયાને બોલાવ્યોઃ કેમ બિરાદર,

છે કે હિંમત? હોય તો આ રાજાની દીકરીનું ગુમાન ઉતાર!

પેલો તો તૈયારજ હતો. ને તેણે તો કહ્યું: હોવે, હોવે!

સિપાઇદાદા પહોંચ્યા રાજા પાસે. વાત કરી, કે તમારી દીકરી સાથે શરતમાં ઉતરવા મારો માણસ તૈયાર છે.

સિપાઇ જેવો સિપાઇ. પોતાનો આગલો નોકર ખરો, પણ રાજા કંઈ બધા સિપાઇઓને ઓળખે છે? તોયે રાજાએ ધાર્યું: આવા સિપાઇડાનો માણસ તે વળી કેવુંક દોડવાનો હતો?

પછી બોલ્યા: ઠીકઠીક! પણ જો હારશે તો? હારે તો તને ને તેને બંનેને ફાંસીયે લટકાવીશ, સમજ્યો?

સિપાઇ કહે: વારૂ સાહેબ.

હારે તોને!—તે ક્યાં ગભરાય એમ હતું?

(૮)

પછી તો શરતની બધી ગોઠવણ થઇ. શહેર-

થી પાંચ માઇલ દુર એક નદી હતી. બંનેએ પાધરેથી દોડવું. હાથમાં એક પ્યાલો લેવો. બંને નદીએથી પ્યાલો ભરે. લઇને પાછા પાધર આવે. જે વહેલું આવે તે જીતે. એમ ઠર્યું.

વખત થયો. લોકોની ઠઠ જોવા મળી. રાજા ઉંચે થાનકે બેઠો.

તડીંગ—તડીંગ—તડીંગ....

ત્રણ ટકોરા થયા ત્યાં તો દોડયાજ છે ને બંને જણાં.

જોતજોતામાં તો દોડણીયાભાઇ કયાંના કયાં! જાણે કોઇ પંખીજ ઉડયું તો! પા કલાકમાં તો તે ભાઇ નદી પાસે પહોંચ્યા. ને પેલી કુંવરી તો કયાંક વચ્ચેજ હતી! બહુજ પાછળ.

પેલા ભાઇએ પ્યાલું ભર્યું. ચાલતો થાય છે. ત્યાં ધાર્યું: હજુ તો કુંવરી કયાંની કયાં છે. અહિં આવશે પછી સાથે દોડીશું, તોયે હું જીતીશ. તો પછી ગભરાવાનું શું? થોડો આરામ લઇ લઉં તો સારૂં ને!

દોડણીયાભાઇ તો પ્યાલું પાસે મૂકી ત્યાંજ સૂતા. તે ઉંઘી ગયા.

એ ભાઈ ઉંઘે છે ત્યાં તો દોડતી દોડતી કુંવરી આવી. પ્યાલું ભર્યું. પેલાને તો ઉંઘતો દીઠો. રાજી થઇને પાછી શહેર તરફ દોડીજ છે ને!

એને તો થઇ ગયું કે બસ ખલાસ! આપણેજ જીતવાના! આ ઉંઘણુસી તો ઉંઘવા પડ્યા છે.

જાણે પેલી સસલાની ને કાચબાની જ શરત ન હોય!

ને દોડણીયો હારીજ જતે! પણ સિપાઇદાદા કંઇ કાચા હતા? કોણ જીતે છે તે જોવા એક ઉંચા ઝાડ પરથી તાકીને જોવા તેમણે શિકારીભાઇને ગોઠવીજ દીધેલા.

શિકારીભાઇએ જોયું કે આ તો આફત! પેલા ભાઇ તો ઉંઘે છે. કુંવરી જીતી જવાની. આપણા બે દોસ્ત માર્યા જવાના. તે કેમ ચાલે?

શિકારીભાઇએ તો તદબીર લઢાવી. બન્દુક કાઢી. ગોળી ભરી. ભમ્મ્ દઇને કર્યો ભડાકો!

ભડાકો થતાંજ પેલો જાગી ઉઠયો. ઓહોહોહો ! હું તો બહુ ઉંઘ્યો કે શું ? એમ વિચાર કરતો કે તે છૂટયો પ્યાલું લઇને. પાંચ મિનિટમાં તો પસાર. ઠેઠ કુંવરીથી આગળ.

કુંવરી હારી ! કુંવરી હારી !....

એવો બધે ગૂમાટો પડયો. ચાલો. કુંવરીબાઇ તો આ દોડતા વરને પરણી જવાના. લોકો હોહો કરતા વિખરાયા.

(૯)

પણ રાજા ગભરાટમાં પડયો ! હવે તો કુંવરી આની સાથે પરણાવવીજ જોઇએ ! કયાં હું રાજા ! ને કયાં આ ભિખારડો ! કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી ! કયાં મારી કુંવરી ને કયાં આ દોડણીયો !

ના, ના, કોઇ પણ ઉપાયે—ગમે તે તદબીરે આ સાટું તો તોડવું જોઇએ.

રાજાએ તો એવો મનસૂબો કર્યો, કે એ છ દોસ્તોને કોઈ પણ રીતે ફસાવી મારવા.

દોડણીયાને પાસે બોલાવ્યો. કહ્યું: તમે જીત્યા છો. કુંવરી હવે તમારી છે. હવે લગ્ન કરવા પડશે. તમે મારા જમાઇ થયા. તમે ને તમારા મિત્રો સૌ મહેલે પધારો. લગનને તો વાર લાગશે. કંકોતરી લખાશે, વાજું આવશે, માંડવા બંધાશે, કુંવરીની ફોઇ આવશે, માશી આવશે. તે પછીજ લગન તો થશે. બે ચાર દિવસમાં તજવીજ કરીએ. માટે તમે જાવ. તમારે માટે એક મહેલમાં ઉતારો તૈયાર છે.

એ મહેલનું નામ લોખંડી મહેલ. તમામ લોઢાનો બનેલો. થાંભલા લોઢાના, દાદર લોઢાના, ભીંત લોઢાની, નહિ મળે પત્થર કે નહિ મળે ઈંટ. જયાં જુઓ ત્યાં લોખંડજ લોખંડ !

એવા લોખંડી મહેલમાં આપણા છએ દોસ્તો જઇને પડ્યા. રસોઇ તૈયાર હતી. ખાધું. પીધું. ઠંડા થયા. સાંજ પડી. સૌ આડા પડ્યા.

લોખંડી મહેલ મહેલ તો કહેવાય. પણ હતી લુચ્ચાઈ. દુશ્મનને મારવા માટેની જુક્તિ. મહેલની

નીચે એક મોટો ચૂલો હતો. અંદર રહેનાર ઉંઘતું હોય ત્યારેજ બારસું બફાઇનેજ પૂરું થઇ જાય!

(૧૦)

આ લોકો આડા પડ્યા ત્યાં તો બહાર દરવાજે તાળાં લાગ્યાં છે. નીચેનો ચૂલો ધમધમવા લાગ્યો. રાજાના માણસે ગાલ્લાં ભરી ભરી લાકડાં નાંખ્યાં. ભડભડ ભડભડ ભડકો કર્યો.

લોખંડ જેવું લોખંડ! તેને તપતાં શી વાર? પેલા ભાઇબંધોને તો ગરમાટો થવા માંડયો! છયે ઉઠીને ખડા થઇ ગયા!

ગરમાટામાંથી તો થયું જાણે બફાણું. આખો લોખંડી મહેલ જાણે સળગ્યો જ ન હોય?

દરવાજે દોડે તો બહારથી તાળાં! હંઅઅઅ! હંઅઅઅ! આ તો બધી લુચ્ચાઈ દેખું. રાજાજીનું કાવતરૂં!

પણ ફીકર નહિ, ફીકર નહિ! પેલો ટોપીવાળો જાદુગર—મોહુલિયો ક્યાં દૂર હતો જે!

તેણે તો પાડયો બૂમાટો: જોઇ લે બેટા રાજડા

તુંયે ! કહી તેણે તો ટોપી ચઢાવી માથે !

ત્યાં તો ધમાધમ ધમાધમ આકાશ ગરજ્યું. વાદળ પર વાદળ ચઢી આવ્યાં. વરસાદ કહે કે મારું કામ.

દુનિયા બધી જળતરબોળ. લોખંડી મહેલનો ચૂલો પણ ખલાસ ને ગરમી પણ ખલાસ! અરે, ઠંડી તો એવી પડી કે નદીનાં પાણી ને માટલાનાં પાણી પણ બરફ બની ગયાં!

(૧૧)

કલાક બે કલાકે રાજાએ દરવાજા ઉઘડાવ્યા. તે જાણે કે બધા કયારનાય બફાઇને ખલાસ થઇ ગયા હશે! તે શું એમનું જાદુ જાણે ?

ત્યાં તો જુએ છે તો બધા બેઠા બેઠા લહેરથી વાતોના તડાકા મારે છે!

રાજા તો દિઙ્મૂઢ! સડક થઇ ગયો.

સિપાઈદાદા: આવો આવો રાજાજી! આમ કેમ! અંદર આવો, બહાર ઠંડી બહુ છે.

રાજાના ગુસ્સાનો પાર નહિ! પણ કરે શું ?

આડીઅવળી વાતો કરી. તબીયત પૂછી. પછી કહે છે: ત્યારે વારૂ, તમને એક વાત પૂછું !

સિપાઇ કહે: પૂછો.

આ મારી દીકરીને પરણી તમે લોક શું કરશો? તેને બદલે જોઇયે તેટલું ધન આપું. તમારાથી ઉંચકાય એટલું સોનું ઉંચકો. લઇ જાવ. ખાવ પીયો ને મઝા કરો! એ........ તમારા દીકરાના દીકરાના ખાયા કરશે.

સિપાઇ કહે: ભલે એમ તો એમ. પણ અમે છયે ઉંચકીયે એટલું સોનું તમારાથી નહિ અપાય.—એટલે અમારા છમાંનો એક જણ આવશે. તે ઉંચકે એટલું આપજો એટલે બસ.

રાજા કહે કે વારૂ.

પછી બંનેએ મળીને સોનું ઉંચકવા માટે તારીખ ઠરાવી.

(૧૨)

પાંચ દશ દહાડા ગયા. તારીખ આવી. એ ગાળામાં સિપાઇદાદે તો શહેરના બધા દરજીને એ-

કઠા કરેલા. એક મોટો થેલો સીવડાવ્યો. થેલો તો થેલો કે જાણે મોટું બલુન! એ લગભગ સુરતથી ઉધના સુધી પહોંચે એવડો!

પછી તો છમાંથી પેલો વૈતરો જુવાન ગયો દરબારે. સાથે થેલો લઇને! રાજાને થયું કે બાપરે, આ તે થેલો કે થેલાનો દાદો?

ભલે ભાઇ, શરત કબુલી એટલે જવાના કયાં?

રાજાએ તો એક ગાલ્લું સોનું મંગાવ્યું. ત્રીસ મણ. સોળ જણ તેને ઉંચકી લાવતાં ફેંફેં થઇ ગયા. લાવીને નાંખ્યું દરબારમાં. વૈતરાભાઇએ તો જાણે ચીભડું ઉંચકે તેમ ઉંચકીને નાંખ્યું થેલામાં. ને બોલ્યો, લાવો લાવો, આમ કચ્ચર કચ્ચર શું લાવો છો! થેલો આમ ભરાવાનો હતો?

ગાડેગાડાં સોનું આવ્યું. રાજાનો ભંડાર ખાલી થયો. રાણીનાં ઘરેણાં પૂરાં થયાં. તોયે થેલો ભરાય નહિ ને વૈતરાભાઇ તો બૂમોજ પાડે કે લાવો બસ લાવો!

રાજના બધા સોનીનું સોનું આવ્યું. હાથી પર

લદાઇને આવ્યું, ઉંટ પર આવ્યું, ઘોડે આવ્યું, ગધેડાની પીઠે આવ્યું. સોનું આવ્યુંજ ગયું. પેલો થેલો શાનો પુરાય?

જુવાને તો ગુસ્સે થઇને હાથી ઘોડા ઉંટ ગધેડાં સૌાને નાંખ્યાં થેલામાં. માર્યો એક આંચકો ને થેલો લીધો પીઠ પર! ઉંચકતાં વેંત ચાલ્યો સપાટા ભેર.

છયે દોસ્તો ચાલ્યા ઘેર.

(૧૩)

રાજા તો આ બધું જોઇ સડક થઇ ગયો! આ તે કેમ ખમાય! આવો રસ્તાનો ચાલનાર મને ઠગી જાય? કોણ છે રે? લશ્કર તૈયાર કરો. દોડો એ લુંટારાઓની પાછળ. પકડો હરામખોરોને! રાજનો ખજાનો લુંટનારાને પકડીને કેદમાં નાંખો.

હુકમ મળતાં લશ્કર દોડતું છૂટયું. દૂરથી પેલો નજરે પડતાંજ સરદારે બૂમાટો કર્યો: એઈ ચોર! લૂંટારા! નાંખી દે સોનું, નહિ તો મૂઓ જાણજે.

છએ જણાએ પાછળ જોયું! ધમધમાટ લશ્કર

આવે છે. સિપાઇદાદા કહેઃ કેમ રે ભાઇઓ, શું વિચાર ?

ફુંકણીયો કહેઃ વિચાર કેવો ? જોઇ લ્યોને ! હમણાં આ લશ્કર પેલે પાર !

એમ કરીને તેણે એક નસ્કોરૂં બંધ કર્યું. બીજે નસ્કોરે શ્વાસ કાઢ્યો. ફસ્ ફસ્ ફસ્ શ્વાસ નીકળ્યો છે—ત્યાં તો વંટોળીયો જ વંટોળીયો ! જાણે દુનિયા ડોલી ! હવા બધી ચક્કર ભમ્મર ! ઝાડ તાડ ધમાયમાન ! લશ્કર તો બધું હવામાં ઉડયું તે એ........પડયું ઠેઠ દૂર ! રાજધાનીમાં.

લશ્કરના સિપાઇ સૌ ઉઠી ઉઠીને ઘેર ભાગ્યા.

છ દોસ્તો પણ રસ્તે પડ્યા. દૂર દેશાવર નીકળી ગયા. ધનદોલતને વહેંચી લીધી અને ખાઇ પીને મઝા કરી. સિપાઇદાદાનું કેવું વેર !





## કેરીના ભજીયાંનું એક ચિત્ર

કિંમત — ત્રણ આના

ઉંદરડા, ખીસકોલી, સસલા કબુતરની દુનિયાની અત્યંત રમુજી ને બોધક વાર્તા. એક ખાઉધરા કબુતરની કેવી ફજેતી થાય છે તેનું એમાં બહુ રસભર્યું વર્ણન છે. જરૂર તમારા બાળકોને વંચાવો. કિં. માત્ર આના ત્રણ. આવાં પુષ્કળ ચિત્રો....ગાંડીવ.



## બીરબલનો બન્ધુ

પુષ્પ) નું (ત્રીજું

એક ચિત્ર

અકબર ને બીરબલની આવે છે તેવી ઘણીજ રસભરી, તદ્દન નવી અને વિવિધ વિષયની, ચાલાકી અને હાજરજવાબીપણાની વાર્તાઓ. દરેક પત્રકારે આ વાર્તાઓનાં વખાણ કર્યાં છે કિંમત માત્ર આના આઠ.